


પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત.

મુદ્રક: પ્રકાશક
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત



આવૃત્તિ પાંચમી
સંવત ૧૯૯૭
સને ૧૯૪૧
કિંમત : ૦–૬–૦

# સાંકળિયું








(૧)

વડોદરામાં પહેલાં એક દરજી રહેતો હતો. તેને ત્રણ દીકરા હતા. તેમણે એક બકરી પાળી હતી, તેના દૂધથી તેમને ખાવામાં બરાબર ચાલી રહેતું. દરજી દરરોજ તેને ચરવા લઇ જતો. દરજી ઘરડો થયો, ત્યારે તેને બદલે તેના દીકરાઓ બકરીને ચરવા લઈ જવા લાગ્યા. એક દિવસ મોટા દીકરા ચીમનનો વારો આવ્યો. તે તેને ચારવાને વાડીમાં લઈ ગયો. ત્યાં પુષ્કળ લીલોતરી પથરાયેલી હતી.

સાંજ સુધી બકરી તે ચરી. પછી ઘેર જવાનો વખત થયો એટલે તેણે બકરીને પૂછ્યું: "અલી બકરી, તેં પૂરૂં ખાધું છે ને?"

બકરીએ જવાબ આપ્યો: "મેં પૂરેપૂરૂં ખાધું છે. હવે એક પાંદડું પણ ખાઈ શકું એમ નથી."

"ચાલો ત્યારે, ઘેર." છોકરાએ કહ્યું. બકરીને ઘેર પાછી લઈ જઈને તેણે ખીલે બાંધી, અને પોતાના બાપ પાસે જઈ બેઠો.

"વારૂ, દીકરા!" દરજીએ પૂછ્યું: "બકરીએ ખૂબ ખાધું છે ને?"

"હા, એણે પેટ ભરીને ખાધું છે. હવે એક પણ પાંદડું વધારે ખાઈ શકે એમ નથી."

પણ તેના પિતાને ખાત્રી ન થઈ. તેણે તબેલામાં જઈને બકરીને પૂછ્યું: "અલી બકરી, તેં બરાબર ખાધું તો છે ને?"

બકરીએ જવાબ દીધો: "મારી ભૂખ મટી નથી. ચરવાની જગ્યા થોડી હતી અને ઘાસ તો મળે નહિ. તેથી મને એક પાંદડું પણ જડયું નથી."

દરજી બહુ ગુસ્સે થયો.

"આ હું શું સાંભળું છું?" તેણે એકદમ ઘાંટો પાડયો.

મેડા પર જઈને દીકરાને કહ્યું: "અલ્યા લુચ્ચા ! શા માટે તેં મને કહ્યું કે બકરીએ પૂરતું ખાધું છે ? અરે, એ તો બિચારી ભૂખે મરે છે !" એમ કહી એકદમ ગુસ્સાથી પોતાનો ગજ ચીમન તરફ ફેંકયો; ને પછી તેને ઘર બહાર કાઢી મૂકયો.

બીજે દિવસે વચલા છોકરા મગનનો વારો હતો. તે બકરીને પાસેના બગીચામાં લઈ ગયો. ત્યાં નાના કુમળા છોડ હતા. બકરી સવારથી સાંજ સુધી ચરી. ઘેર લઈ જતાં પહેલાં મગને પૂછ્યું: " અલી બકરી, તેં પૂરતું ખાધું છે કે ?" ત્યારે બકરીએ જવાબ આપ્યો: "મેં ખૂબ ખાધું છે. હવે એક પણ પાંદડું મારાથી ખવાય એમ નથી."

"ચાલો ત્યારે, ઘેર" મગને કહ્યું. પછી તે બકરીને ઘેર લઈ ગયો, અને પોતાના બાપ પાસે જઈ બેઠો.

"વારૂ, દીકરા ! બકરીએ નિરાંતે ખાધું ને ?" દરજીએ પૂછ્યું.

"હા, બાપા. એણે પેટ ભરીને ખાધું છે અને એક પણ પાંદડું વધારે ખાઈ શકે એમ નથી." દીકરાએ જવાબ દીધો. પણ આથી તેના બાપને સંતોષ થયો નહિ. તેણે તબેલામાં જઇને બકરીને પૂછ્યું: "અલી બકરી, તેં પૂરેપૂરૂં ખાધું છે ને ?"

બકરીએ કહ્યું: "મારી ભુખ મટી નથી. જગ્યા થોડી

હતી, ઘાસ મળે નહિ; અને એક પણ પાંદડું જડયું નથી."

"કેવો હરામખોર છોકરો!" દરજીએ બૂમ પાડીને કહ્યું: "આવા ગરીબડા પ્રાણીને ભૂખે મારે છે!" દરજીએ મગન પર ગજ ફેંકયો તથા તેને ઘર બહાર કાઢી મૂકયો.

હવે સૌથી નાના છોકરા નાનુનો વારો આવ્યો. તે બકરીને પડખેના વાડામાં લઈ ગયો. ત્યાં પાંદડાં, ફળ, ફૂલ વગેરે હતું. બકરી સવારથી સાંજ સુધી ચરી. સાંજે ઘેર જતાં પહેલાં નાનુએ પૂછયું: "બકરી, તેં પેટ ભરીને ખાધું છે?"

બકરીએ જવાબ દીધો: "મેં મોજથી ખાધું છે, ને હવે એક પણ પાંદડું ખાઈ શકું એમ નથી."

"ચાલો ત્યારે, ઘેર." નાનુએ બકરીને ઘેર લઈ જઇને ખીલે બાંધી અને બાપ પાસે જઈને બેઠો.

"વારૂ, દીકરા! બકરીએ પેટ ભરી ખાધું છે?" દરજીએ પૂછયું.

"હા. તેણે પુષ્કળ ખાધું છે. એકે પાંદડું વધારે ખાઇ શકે એમ નથી." દીકરાએ જવાબ આપ્યો. પણ દરજીને તેના કહેવા ઉપર વિશ્વાસ ન આવ્યો. તેણે ખીલે જઈને પૂછયું: "અલી બકરી, તેં પૂરતું ખાધું છે ને?"

બકરી કહે: "મારી ભૂખ મટી નથી. જગ્યા થોડી હતી.

ઘાસ બિલકુલ નહોતું. મને એકે પાંદડું જડયું નથી."

"અરેરે! આ છોકરાઓ કેટલું જૂઠું બોલે છે!" દરજી પોકારી ઊઠયોઃ "એકબીજાનું માથું ભાંગે એવા ડાહ્યા છે! પણ હવે હું વધારે વાર સાંખી શકું એમ નથી." ક્રોધભેર માળ ઉપર જઈ, તેણે પોતાના દીકરાને ખૂબ માર્યો અને કાઢી મૂકયો.

( ૨ )

હવે દરજી એકલો જ રહ્યો. બીજે દિવસે જાતે તબેલામાં જઇ તેણે બકરીને કહ્યું : "ચાલ બકરી, ચાલ ચરવા. આજે હું જાતે લઈ જઈશ." પછી તે તેને સારી લીલોતરીવાળી જગ્યામાં લઈ ગયો. સાંજે તેને પૂછયું: "અલી બકરી! તેં ખૂબ ખાધું છે ને?"

"મેં ઘણું જ ખાધું છે અને હવે એક પણ પાંદડું વધારે ખાઇ શકું એમ નથી." બકરીએ જવાબ દીધો.

"ચાલ ત્યારે, ઘેર" એમ કહી ઘેર જઇ તબેલામાં બાંધીને પાછા ફરતી વખતે દરજીએ પૂછયું: "અલી બકરી, તેં સંતોષથી ખાધું તો છે ને?"

બકરીએ જવાબ દીધોઃ "મારી ભૂખ મટી નથી. જગ્યા થોડી અને ઘાસ મળે નહિ, એટલે મને જરા પણ ખાવા મળ્યું નથી."

દરજી આશ્ચર્ય પામ્યો અને સડક જ બની ગયો! હવે તેને માલમ પડ્યું કે આ બકરી તો લુચ્ચી છે. પોતાના દીકરા તરફ નકામા ગુસ્સે થવા માટે તેને પસ્તાવો થયો. તે બૂમ પાડી ઊઠ્યો: "ઊભી રહે, લુચ્ચી બકરી, હું તને બહાર કાઢી મૂકીશ. એટલું જ નહિ, પણ એવી શિક્ષા કરીશ કે તને કોઈ રાખશે જ નહિ." આમ કહીને તેણે છરો લીધો અને તેનું માથું બોડી નાંખી, સીધું સપાટ કરી નાંખ્યું! પછી ચાબૂક વતી ખૂબ ફટકાવી, ગજ વતી ખૂબ ઠોંસા માર્યા, તથા બે પગ પકડી હવામાં ઉછાળી. બકરી માંડમાંડ તેની પાસેથી જીવતી નાસી છૂટી!

હવે દરજી એકલો રહ્યો અને દુઃખી થયો. તે પોતાના દીકરા ઘેર પાછા આવે તો સારૂં એમ ઇચ્છવા લાગ્યો.

( ૩ )

મોટો દીકરો ચીમન એક સુથારને ઘેર જઈ રહ્યો હતો. ત્યાં તે સારી રીતે કામ શીખવા લાગ્યો અને પોતાના શેઠને તેણે સંતોષ આપ્યો. આખરે જ્યારે તેને મુસાફરીએ જવાનું મન થયું, ત્યારે તેના શેઠે તેને એક મેજ ભેટ આપ્યું. મેજ સાધારણ લાકડાનું હતું, અને બીજા મેજ જેવું જ દેખાતું હતું; પણ તેમાં એક અદ્‌ભુત ગુણ હતો. કોઈ તેના ઉપર બેસીને કહે કે: "મેજ! ખાવાનું

આપ." તો તરત જ મેજ ઉપર દૂધપાકપૂરી, ભજિયાં, શાક વગેરે જે જોઇએ તે તૈયાર થઇ આવતું.

ચીમને વિચાર્યું કે હવે મારે કમાવાની જરૂર નહિ પડે. તેથી તે ઘેર પાછો જવાને નીકળી પડયો; કારણ કે તેને ખાત્રી હતી કે હવે હું ઘેર જઇશ તો મારા બાપ મને કાઢી નહિ મૂકે. રસ્તામાં તે એક વીશીમાં ઊતર્યો અને તેના માલિકને કહ્યું: "અલ્યા, આજે હું તારા બધા મહેમાનોને જમવાનું પૂરૂં પાડીશ."

પછી બપોરે બધા જમવા આવ્યા, ત્યારે તેણે મેજ ગોઠવીને કહ્યું: "મેજ, ભાણાં પીરસ."

તરત જ ત્યાં જાતજાતનાં પકવાન્ન, શાક દેખાયાં. પછી તો ખાવાની લૂંટાલૂંટ ચાલી, પણ કાંઈ ખૂટે તેમ નહોતું; તેથી દરેક જણાએ પેટ ભરી ખાધું. આ દેખાવ વીશીનો માલિક એક ખૂણામાં ઊભો ઊભો જોતો હતો. તેણે વિચાર્યું કે: "મેજ મારી પાસે હોય તો કેવું સારૂં!" તેથી બપોરે બધા બહાર ગયા અને ચીમન કાંઇ કામ સારૂ ગયો, એટલે તેણે તરત જ પેલા મેજના જેવું જ એક બીજું મેજ મૂકી પેલું મેજ લઈ લીધું.

ચીમન બહારથી આવી સામાન લઈ ચાલતો થયો, પણ તેણે મેજ બરાબર જોયું નહિ. સાંજે તે ઘેર પહોંચ્યો

અને બાપ કને જઈ પગે પડયો.

પિતાએ પૂછ્યું: "દીકરા, તું શું કમાયો?"

ચીમને જવાબ દીધો: "હું એક મેજ લાવ્યો છું. પણ બાપા, એ તો કલ્પવૃક્ષ જેવું છે. જોજો, હું તેના આગળ બેસી કહું કે મેજ, ભાણું પીરસ, એટલે એકદમ જાતજાતનાં મિષ્ટાન્ન તથા ખાવાનાં દેખાશે. તમે જઈને મહેમાનોને નોંતરો."

પછી જ્યારે બધા મહેમાનો આવ્યા, ત્યારે તેણે મેજને કહ્યું: "મેજ, ભાણું પીરસ." પણ કાંઈ દેખાયું નહિ! તેથી તે ઘણો ઝંખવાણો પડયો અને બધા મહેમાનોને ભૂખ્યા પોતાને ઘેર પાછા જવું પડયું અને દરજી તે દરજી જ રહ્યો.

(૪)

મગન દુકાનમાં જઈ રહ્યો. ત્યાં તેણે પણ કામથી પોતાના શેઠને બહુ ખુશ કર્યો. તેને જ્યારે ઘેર જવાનું મન થયું, ત્યારે શેઠે તેને એક ગધેડો આપ્યો અને કહ્યું કે: "તું આ ગધેડા નીચે લુગડું પાથરીને બોલીશ 'સોનૈયા' કે તરત જ ગધેડાના મોંમાંથી સોનામહોરોનો ઢગલો પડશે. જા, સુખી થા."

મગન ચાલતો થયો અને રાત પડી ત્યારે પેલી આગળ

જણાવેલી વીશીમાં જ ઊતર્યો. ત્યાં રાત રહ્યો. પહેલેથી જ તેણે વીશીના માલિકને થોડીક ગીનીઓ આપી, જેથી તેને બહુ આશ્ચર્ય લાગ્યું. પણ કોઈ ચીજ વેચાતી લેવા માટે પેલા છોકરાએ પોતાના ગજવામાં હાથ નાંખ્યો તો એક પણ ગીની ન મળે. તેથી ઓરડામાં ગધેડાને લઈ જઈ તેણે બારણું વાસ્યું અને તેની નીચે લુગડું પાથરીને 'સોનૈયા' કહ્યું કે તરત જ સોનાના સિક્કાનો ઢગલો થયો. આ બધું પેલી વીશીના માલિકે જોયું, તેથી તેણે મગનને રહેવાનો ખૂબ આગ્રહ કર્યો. બપોર સુધી તે ત્યાં રહ્યો. તે વખતમાં માલિકે ગધેડા બદલી લીધો. બપોરે મગન ઊપડયો ને ઘેર પહોંચ્યો. દરજીએ આવકાર આપ્યો અને પૂછયું: "દીકરા, શું લાવ્યો ?"

"આ ગધેડા." તેણે જવાબ દીધો.

"અરે, આ ગામમાં ગધેડા તો ઘણા ય છે. તું શા માટે લાવ્યો ?"

મગને ગધેડાની નીચે લુગડું પાથરીને કહ્યું: "સોનૈયા !"

પણ એકે સોનૈયો દેખાયો નહિ, તેથી તે ઝંખવાણો પડી ગયો; અને દરજી તે દરજી રહ્યો !

(૫)

ત્રીજો દીકરો નાનુ સંઘાડીઆને ત્યાં જઈને રહ્યો હતો. ત્યાં તેણે બહુ હુશિયારી તથા બહાદુરી બતાવી. એ પોતાના

એ ભાઈઓ કરતાં વધારે વખત શેઠને ત્યાં રહ્યો. તેણે પોતાના બંને ભાઈઓની હકીકત સાંભળી હતી. તેને ખબર હતી કે બંને દુઃખી અવસ્થામાં છે. વળી બંનેને કેવી રીતે લૂંટી લેવામાં આવ્યા હતા અને વીશીનો માલિક લૂંટારો હતો, એ પણ તેના જાણવામાં આવ્યું હતું.

જ્યારે તેને ઘેર પાછા જવાનો વખત થયો, ત્યારે તેના શેઠે તેને એક લાંબી કોથળી આપી. કોથળીમાં એક ધોકો હતો.

તેના શેઠે કહ્યું: "હું તને બરાબર સમજાવું. જો, કોઈ તને મારે, દુઃખી કરે, અપમાન કરે કે કંઈ પણ નુકસાન કરે તો તારે તરત જ કહેવું કે: 'ધોકા, બહાર!' આટલું બોલતાંની સાથે એકદમ કોથળીની અંદરનો ધોકો નીકળી તે માણસને મારશે. પછી જ્યારે તારી ઈચ્છા ખેંચી લેવાની થાય કે તરત જ 'ધોકા, અંદર!' કહેવું; એટલે ધોકો પાછો કોથળીની અંદર પેસી જશે."

નાનુએ શેઠનો આભાર માન્યો. ખભા ઉપર થેલી ઉપાડીને તે ચાલતો થયો. રસ્તે પેલી આગળવાળી વીશીમાં જ એ ગયો. ત્યાં ઉતારો કરી તેના માલિકને થોડા પૈસા આપી રાત રહેવા વિચાર કર્યો. જમીને એ સૂતો, એટલે વીશીવાળે વિચાર કર્યો કે આ કોથળી સોનારૂપાથી ભરેલી

હોવી જોઈએ. જેવો તે છોકરો સૂતો કે તરત જ ત્યાં આવી તે પેલી કોથળી લેવા લાગ્યો. પણ નાનુ ઊંઘતો નહોતો. તે તો વાટ જોઈને જ બેઠો હતો. તેણે તરત જ કહ્યું: "ધોકા, બહાર!" તરત જ ધોકો બહાર નીકળી પેલાને મારવા લાગ્યો. નાનુએ તેને ખૂબ ધમકાવ્યો અને પોતાના ભાઈઓને છેતર્યાનું તેની પાસે કબૂલ કરાવ્યું. આખરે માલિકે કંટાળી જઈને કહ્યું કે "આ ધોકાને ખેંચી લે તો હું તને ટેબલ અને ગધેડો પાછાં આપું." આથી આનંદમાં આવી જઈને નાનુ બોલ્યો: "ધોકા, અંદર!" આ સાંભળીને ધોકો કોથળીની અંદર જઈ બેસી ગયો. પછી ગધેડો, ટેબલ અને કોથળી લઈ, પોતાના બાપને ત્યાં જઈને નાનુ તેને પગે લાગ્યો. બાપે તેને આવકાર આપ્યો અને પૂછ્યું: "કેમ, શું કમાયો?"

"જાદુઈ ગધેડું, અજબ મેજ અને તે ઉપરાંત એક કોથળી!—મારા બન્ને ભાઈઓને બોલાવો અને કુટુમ્બીઓને તેડો; કારણ કે તેમને મારે જમણ તથા સોનૈયા આપવા છે." નાનુએ જવાબ દીધો.

તરત જ બંને ભાઈ અને મહેમાનો આવ્યા. નાનુએ મોટા ભાઈને મેજ આપી કહ્યું કે: "તમારૂ કામ ચલાવો."

પછી મોટા ભાઈએ મેજ આગળ બેસી કહ્યું: "મેજ,




વીશીવાળાને ધોકાનો માર પડે છે.

ભાણું પીરસ." તરત જ ટેબલ ઉપર દૂધપાકપૂરી, શાકભાજિયાં પીરસાયેલાં નજરે પડયાં. સૌ પેટ ભરીને જમ્યાં.

પછી વચલા ભાઈને બોલાવી કહ્યું: "લ્યો આ ગધેડો, ને તમારું કામ ચલાવો." તરત જ તે ગધેડા નીચે લુગડું પાથરીને બોલ્યો: "સોનૈયા." તરત જ લુગડા ઉપર સોનૈયાનો ઢગલો દેખાયો. સૌએ જેટલા લેવાયા તેટલા લીધા.

પછી દરજી અને તેના દીકરાઓ સુખેથી રહેવા લાગ્યા.

( ૬ )

પેલી બકરીનું શું બન્યું તે હવે જોઈએ. તેનુ માથું બોડેલું હતું, તેથી તે બહુ શરમાઈ અને દોડી જઈ શિયાળની ગુફામાં ભરાઈ ગઈ. જ્યારે શિયાળ આવ્યું, ત્યારે તેની બે ચળકતી આંખો જોઈને બીને ભાગી ગયું. રસ્તામાં એક વરૂ મળ્યું અને બંને જણા પાછા ગયા. પણ જેવા ત્યાં પહોંચ્યા, કે તરત જ તેઓ બંને સાથે પણ બીધા અને નાસી છૂટયા. રસ્તામાં વરૂને એક મધમાખ મળી. વરૂએ તેની મદદ માટે વિનંતી કરી, એટલે મધમાખ જઈને બકરીના માથા ઉપર બેઠી અને ખૂબ ચટકા ભર્યા, તેથી તે બેં બેં કરવા લાગી. આથી શિયાળે અને વરૂએ તેને ઓળખી લીધી, અને ફાડી ખાધી.

આ પ્રમાણે જૂઠી બકરી મરી ગઈ!



સવિતા અને દિનકર નાનાં, કુમળી વયનાં ભાઈ-બહેન હતાં. તેમના પિતાજી ક્ષયની બિમારીથી પીડાતા હતા. દાક્તરસાહેબ તેમને હવાફેર માટે માથેરાન, મહાબળેશ્વર કે એવી હવા ખાવાની જગાએ જવાની સલાહ આપતા હતા; પરંતુ મધ્યમ સ્થિતિનું કુટુંબ; મહા મહેનતે ગુજરાન કરતું હતું. તેમાં વળી મંદવાડે રોજી બંધ કરી હતી અને અસહ્ય મોંઘવારી, એટલે મનની અભિલાષા પૂરી થવાનો સંભવ ન હતો. માતુશ્રી ચિંતાતુર રહેતાં હતાં. પિતાજીને પણ નિરાશા હતી.

આની અસર આ ભાઈબહેન પર પણ થઈ. તેમણે બાળબુદ્ધિથી એના ઉપાયની શોધખોળ કરવા માંડી. એક વખત તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ.

દીનકરઃ "કેમ સવિતા, આપણે કોઈ રીતે પૈસા મેળવીએ તો કેવું સારૂં? તને પૈસાદાર થવું ગમે છે?"

સવિતાઃ "હા, ભાઇ! પરંતુ મોજમઝા ભોગવવા માટે નહિ. બાપુજીની તબિયત સુધારવા સારુ દાક્તર-સાહેબના કહેવા મુજબ તેમનાથી હવાફેર કરી શકાય એટલા પૈસાની ખાસ જરૂર છે. પણ તું તો મૂરખ છે. આપણી ઉમ્મર હજુ ઘણી જ નાની છે; એટલે પૈસા ક્યાંથી મળે?"

દિનકરઃ "બહુ સારુ. છોકરીઓ તો જે તે વાંધા કાઢયા જ કરે. સાંભળ. આજે જ મેં એક છાપામાં વાંચ્યું છે કે સમડીના માળાની લોકો બહુ મોટી કિંમત આપે છે. તેં મને તે દહાડે માળો બતાવ્યો હતો. મને હજુ તે જગા યાદ છે. આપણે જઈને તે લઈ આવીએ. પછી આપણે માળો વેચીને પૈસા મેળવીશું એટલે બાપાજીને હવા ખાવા જવાની જોગવાઈ થશે."

સવિતાઃ "જા, જા, ગાંડા. વળી માળો તે કોણ ખરીદ કરતું હશે? વળી તેં એ વિચાર કર્યો, કે તે માળો

લેવાથી બિચારી સમડીને કેટલું દુઃખ થશે ? તે નિરાધાર થઈ જશે. તેનાં ઈંડાં બધાં ખરાબ થઇ જશે. તેનાં બચ્ચાં મરી જશે. આવો નિર્દય મેં તને આજે જ જાણ્યો !"

દિનકરને પણ પક્ષીઓ તરફના ઘાતકીપણાનો વિચાર આવ્યો એટલે તેનું મોં લેવાઈ ગયું; છતાં પછી બાપુજી સંબંધી વિચાર આવ્યો એટલે બોલ્યોઃ "પણ આપણે તો બાપાજીની તબિયત સુધારવા માટે પ્રયાસ આદર્યો છે, અને તને ખબર તો હશે, કે પક્ષીઓ દર વર્ષે માળા બાંધે છે."

સવિતાના મનને આ વાત ગમી. પછી બીજે દિવસે સવારમાં ઊઠીને માળો લઈ આવવાનું બંનેએ ઠરાવ્યું.

દિનકરે કહ્યું: "પો ફાટતાં જ આપણે નીકળીશું. બારી ઉઘાડી રાખીને સૂઇ જજે, એટલે વહેલું ઊઠાશે; અને સૂતી વખતે માથું ઓશીકા ઉપર ચાર વાર ઠોકજે એટલે બરાબર ચાર વાગે ઊઠાશે."

સવિતા કહ્યા પ્રમાણે બરાબર ચાર વાગે ઊઠી. તેણે દિનકરને જગાડયો, અને બંને જણ જરા પણ અવાજ કે ખડખડાટ કર્યા વિના નીચે ઊતરીને બહાર ગયા.

બહારનો દેખાવ રમણીય હતો. હવા ઠંડી તથા તાજી હતી. સવિતા બોલી ઊઠીઃ "ભાઈ, બધાં માણસો વહેલાં ચાર વાગે ઊઠીને કામે કેમ લાગી જતાં નથી? આ વખતે

નિશાળમાં જવું તો ઘણું જ સારું લાગે અને દાખલા ગણવા તો બહુ જ સહેલા થઈ જાય, નહિ વારુ? મુખ-પાઠ પણ ઝટ આવડે."

વિનોદમાં અને મજામાં વાતો કરતાં કરતાં એ નાનકડાં ભાઈબિહેન હાથમાં હાથ મેળવી નદીકિનારે જઈ પહોંચ્યાં. ત્યાં ખાવાનું આણ્યું હતું તે તેમણે ખાઈ લીધું અને નિર્મળ પાણી પીધું. પછી નદીકિનારે માળાઓમાં શોધ કરવા માંડી અને છેવટે ખોળી પણ કાઢયો. એટલામાં સામે કાંઠેથી એક માણસનો અવાજ સંભળાયો.

"અરે છોકરાં, તમે કૂકડો બોલ્યો કે તરત જ ઊઠીને આવ્યાં છો કે શું? અહીં શું ખોળો છો?" એવું બોલતો તે ગૃહસ્થ પાસે આવી પહોંચ્યો.

દિનકરે જવાબ દીધો: "અમે સમડીનો માળો લેવા આવ્યાં છીએ. તેના બહુ પૈસા ઊપજશે."

તે ગૃહસ્થ બોલ્યો: "તમારે કેટલા પૈસા જોઇએ છે?"

દિનકરે કહ્યું: "લગભગ ૨૦૦ રૂપિયા, સાહેબ." પેલાએ ડોકું ધૂણાવ્યું અને કહ્યું કે: "એ તો બહુ ભારે કિંમત ગણાય. વારૂ, તમારે એ રકમ શા સારુ જોઈએ છે?"

હવે સવિતાનો વારો આવ્યો. તેણે ઘણી જ અસરકારક રીતે બાપાજીના મંદવાડની તથા તેમને હવાફેર

કરવા જવાની જરૂરની હકીકત કહી. હવાફેર કરે તો જ તેઓ બચે એમ કહેતાં સવિતા ગળગળી થઈ ગઈ. આથી તે ગૃહસ્થ પર સચોટ અસર થઈ. તે ઉમળકાથી બોલ્યો: "બાળકો, હું કુદરતનો રસિયો છું. ફોટોગ્રાફ છબી લેવા સમડીનો માળો હું ખોળતો જ હતો. તમે મને બતાવ્યો તે ઠીક થયું. હું તો એ માળાને અડકીશ પણ નહિ, ને પક્ષીનાં ઈંડાં ચોરીશ પણ નહિ. તમારે પણ તેમ કરવાની જરૂર નથી. પણ આ છબી લેવાની કિંમત તરીકે હું તમારા બાપાજીને, માતુશ્રીને અને તમને બંને નાજુક ભાઈબહેનને મહાબળેશ્વર લઈ જઈશ. ત્યાં મારો સુંદર બંગલો છે. તેમાં તમે રહીને આનંદ કરજો. બાપાજીની તબિયત જરૂર સુધરી જશે. અને તમને પણ રમવાનું તથા જોવાનું મળશે."

પહેલાં તો એ વાત આ બિચારાં બાળકોના માન્યામાં પણ આવી નહિ. તેમનાં કુમળાં મગજને માટે આ ભારે નવાઈ જેવી હકીકત હતી. પણ તે પૂરેપૂરી સાચી નીવડી. પેલા માયાળુ સદ્‌ગૃહસ્થે છબી લીધી અને ત્યાંથી દિનકરની સાથે જ તે એમના પિતાને મળવા ગયો. અને બધી હકીકત તેમને સમજાવી. પરિણામે તેમનું મહાબળેશ્વર જવાનું નક્કી થયું અને બેત્રણ મહિનાની ટેકરી પરની હવાથી બાપાજીને પૂરેપૂરો આરામ થઇ ગયો.

બાળકોની ખુશીનો પાર રહ્યો નહિ અને સુજ્ઞ માબાપે પણ પોતાનાં સુંદર બાળકોનાં મનમાં નાનપણથી જ માતા-પિતાની ભક્તિ તેમજ પક્ષી તરફના પ્રેમભાવના સંસ્કાર ઉદય પામેલા જોઈ પરમેશ્વરનો ઉપકાર માન્યો.

જ્યારે જ્યારે આ વાત ભાઈબહેન પરસ્પર સંભારે છે, ત્યારે ત્યારે તેમને ખાસ આનંદનું કારણ એ જણાઈ આવે છે, કે માળો ચોરવાની તેમને જરૂર પડી નહિ. માતપિતા માટે ચિંતા કરવી એ તો દરેક બાળકનો ધર્મ છે એમ તેઓ સમજે છે, અને તેને તેઓ પોતે મોટું રૂપ આપતાં નથી.





એક હતો ચોર. તેને એવો નીમ હતો કે એક વરસમાં એક વાર ચોરી કરવી. બીજી વાર નહિ.

એક દિવસ એ ચાલ્યો ચોરી કરવા. રસ્તામાં એક નદી આવી. ત્યાં એ બેઠો. એટલામાં એક વાણિયો ત્યાં આવ્યો. એને બહુ તરસ લાગેલી. ખોબો ભરીને એ પાણી પીવા જાય છે, ત્યાં તો એણે ચોરને જોયો. વાણિયાના પેટમાં ફાળ પડી. પાણી પૂરું પીધા વિના તે ઊઠયો.

ચોર કહેઃ "શેઠજી, પાણી તો પૂરું પી લ્યો."

વાણિયો કહેઃ "બસ ભાઈ, મારે વધારે પીવું નથી."

ચોર કહે: "શેઠ, તમે ભડકો માં. હું તમને નથી લૂંટવાનો. વિશ્વાસ રાખો ને પાણીબાણી પી લ્યો. મારે તો મોટી ચોરી કરવાની છે."

વાણિયાએ પાણી પીધું.

ચોર કહે: "શેઠ! તમારી પાસે આ લાકડી છે, તે મને આપો. હું પૈસા આપીશ."

વાણિયાના મોં ઉપરથી લોહી ઊડી ગયું. એ બોલ્યો: "ભાઈ, મારાથી લાકડી વિના ચલાય નહિ. લાકડીને ટેકે તો ચાલું છું. આવા વગડામાં બીજી લાકડી ક્યાંથી લાવું?"

ચોરે લાકડી ઝૂંટવી લીધી અને એને ચીરી, ત્યાં તો માંહેથી ચાર રત્નો નીકળ્યાં.

દાંત કાઢીને ચોર કહે કે: "શેઠજી, તમને મેં અભયવચન દીધેલું, તોયે તમે મારી પાસે ખોટું બોલ્યા. લ્યો, તમારાં રત્ન, મારે એ ખપે નહિ. તમે કયે ગામ જાઓ છો?"

શેઠ કહે: "ઉજેણી નગરી."

ચોર કહે: "ત્યારે ઉજેણીના રાજા વીર વિક્રમને એટલું કહેજો કે આજે રાતે હું ચોરી કરવા આવીશ; માટે હુશિયાર રહે."

વાણિયાએ જઈને વીર વિક્રમને ખબર દીધી.

રાજા વીર વિક્રમ તો વિચાર કરવા લાગ્યા કેઃ "ઓહો! આવો બહાદુર ચોર કોણ હશે? આ ચોર તો સામેથી સમાચાર મોકલાવે છે!"

રાજાજીએ હુકમ કર્યો કેઃ "આજે રાતે હું એકલો આખા નગરની ચોકી કરવાનો છું. માટે બધા સિપાઇઓને રજા આપવી. કોઈએ આજ રાતે જાગવાનું નથી. નગરનાં માણસોને પણ કહેજો કે નિરાંતે સૂઈ જાય."

રાજાજી તો દેવતાઈ પુરુષ હતા. એમના વચન ઉપર બધાને વિશ્વાસ હતો. રાત પડી. ચોકીદારો બધા પોતપોતાને ઘેર ગયા. ગામનાં માણસો પણ સૂઈ ગયાં. નગરગઢના દરવાજા દેવાઈ ગયા.

રાજાજી એકલા ચોરનો વેશ લઇને નગરની અંદર ગઢની રાંગેરાંગે ફરવા લાગ્યા. ફરતાં ફરતાં એક જગાએ ઊભા રહ્યા. એમને લાગ્યું કે અહીંથી ચોર ઊતરશે.

ત્યાં તો બહારથી પેલો ચોર ગઢ ઉપર આવ્યો. ચોરે જોયું કે અંદર એક આદમી ઊભો છે, એટલે તે પાછો ઊતરવા લાગ્યો. રાજાજીએ સિસોટી મારી. ચોરો એક-બીજાને જોઇ સિસોટી મારે તેવી જ એ સિસોટી હતી.

પેલો ચોર સમજ્યો, કે આ કોઇ મારો જ ભાઈબંધ લાગે છે. એટલે એ અંદર આવ્યો. વિક્રમરાજા કહેઃ "ચાલ

દોસ્ત, હું આ ગામનો ભોમિયો છું. તને સારાં ઠેકાણાં બતાવું."

બંને જણા ચાલ્યા. ચાલતાં ચાલતાં એક શાહુકારનું ઘર આવ્યું. રાજાએ અંદર જવાનો રસ્તો બતાવ્યો. ચોર અંદર ગયો. ત્યાં શેઠશેઠાણી ભર ઊંઘમાં સૂતેલાં. ચોર થોડી વાર ઊભો. ત્યાં ઊંઘમાં ને ઊંઘમાં શેઠાણી બોલ્યાં કે: "કોણ એ, ભાઈ?"

આ સાંભળીને તરત ચોર બહાર નીકળ્યો. રાજાને કહે કે: "ચાલો બીજે ઘેર. અહીં ખાતર નથી પાડવું."

રાજા કહે: "કેમ વારુ?"

ચોર બોલ્યો: "શેઠાણીએ મને ભાઈ કહ્યો. બહેનને તો કાંઈક દેવું જોઈએ. તેને ત્યાં ચોરી થાય?"

પછી પોતાની પાસે એક સોનાનો વેઢ હતો, તે શેઠાણીની પથારીમાં મૂકી આવ્યો.

પછી બંને જણા બીજે ઠેકાણે પહોંચ્યા. ચોર અંદર ગયો. ત્યાં શેઠાણી સૂતેલાં. ચોરનો હાથ એક મીઠાની ગુણ ઉપર પડયો. એના મનમાં એમ થયું કે આ સાકર છે. એક ગાંગડો લઈને મોઢામાં મૂકયો, તો મીઠું નીકળ્યું. ચોર તરત બહાર નીકળ્યો.

રાજા કહે: "કેમ થયું?"

ચોર બોલ્યો: "ભાઈ, આ ઘરનું લૂણ (મીઠુ) મારા

પેટમાં પડયું. મારાથી લૂણહરામ થવાય નહિ. ચાલો, બીજે ઘેર.”

રાજાને થયું કે: “આ તે ચોર છે કે સંત ?”

ત્રીજે ઘેર ગયા. રાજાએ રસ્તો દેખાડયો. ચોર અંદર જઇને હાથ ફેરવે, તો એક જુવારના કોથળામાં એનો હાથ પડયો. ચોર તરત બહાર નીકળ્યો ને રાજાને કહ્યું કે: “ભાઈ, શુકન બહુ સારાં થયાં. જાર હાથમાં આવી, પણ જે ઘરમાં શુકન થયા તે ઘરને કંઈ લૂંટાય ? શુકન તો હવે ફળવાનાં. ચાલો બીજે ઘેર.”

રાજા કહેઃ “ચાલ, ત્યારે રાજમહેલ ફાડીએ.”

બંને જણ આવ્યા રાજમહેલમાં. રાજમહેલની અંદર દાખલ થયા તો એક પણ ચોકીદાર ન જોયો. ચોર પૂછે છે: “ભાઈ ! આ તે શું ? ગામમાં કોઈ ચોકીદાર નહિ, દરબારગઢમાં યે કોઈ નહિ ! રાજા વિક્રમનો બંદોબસ્ત તો બહુ વખણાય છે ને ?”

રાજા કહેઃ “અરે ભાઈ ! એ તો બહારની દુનિયામાં મોટી મોટી વાતો સંભળાતી હશે. અહીં તો આવું અંધેર ચાલે છે. રાજા કાંઈ જ ધ્યાન નથી દેતા.”

મહેલમાં રાણી હિંડોળાખાટ ઉપર સૂતેલાં. રાજા ચોરને કહે કે: “આ ખાટના પાયા સોનાના છે. પાયા લઈ લઈએ, એટલે છોકરાંનાં છોકરાં બેઠાં ખાય.”

પણ ખાટ શી રીતે કાઢવી? રાણીજી જાગી જાય તો?

પછી ચોરે એ ખાટ હેઠળ ઉપરાઉપરી ગાદલાં ખડકવા માંડયાં. ખાટને અડે એટલો મોટો ઢગલો કર્યો. પછી છરી લઈને ચારે તરફની ખાટની પાટી કાપી નાંખી એટલે નીચે ગાદલાં હતાં તેમના ઉપર રાણીજીનું શરીર રહી ગયું.

પછી ચોરે દાંત ભરાવીને ખાટને આંકડીમાંથી ખેંચી લીધી. પછી એને વીંખીને ચાર પાયા જુદા કાઢયા. ચારે પાયા લઈને બન્ને જણા પાછા ગઢની રાંગે પહોંચ્યા.

પેલો ચોર કહે: "લે ભાઈ, આ બે પાયા તારા, ને બે મારા. સરખો ભાગ."

રાજા કહે: "હું એક જ પાયો લઈશ. મહેનત તો તારી છે."

ચોર કહે: "ના, તેં જ મને ઠેકાણું બતાવ્યું. તારી મહેનત પણ ઘણી છે."

ત્યાં તો ઝાડ પરથી એક ચીબડી બોલી.

તરત ચોરે રાજાને કહ્યું: "ઓળખ્યા તમને. શાબાશ છે, રાજા! માથે રહીને ચોરી કરાવી કે?"

રાજા હસી પડયા ને પૂછ્યું: "તેં શી રીતે જાણ્યું, કે હું રાજા છું?"

ચોરે કહ્યું: "રાજાજી, હું પંખીની વાચા સમજું છું.

આ ચોબડી બોલી એનો અર્થ એમ થાય છે કે આ ચોરીના માલનો માલિક તો અહીં જ ઊભો છે!"

રાજાએ શાબાશી આપી. ચોરને પોતાને મહેલે લઈ ગયા. બીજે દિવસે મોટી કચેરી ભરીને ચોરને ઇનામ આપ્યું. એની નીતિનાં વખાણ કર્યાં, અને રાજમાં મોટી નોકરીએ નીમ્યો.






ઘણાં વરસ પહેલાં બંગાળમાં એક મોટું રાજ્ય હતું. ત્યાંનો રાજા શૂરવીર અને દાનો હતો. તેની રાણી પણ ભલી ને માયાળુ હતી. તેમને સંતાન સિવાય બધું સુખ હતું. સંતાન નહિ હોવાથી તે ઉદાસ રહેતાં. ઘેર પારણું બંધાય એવી આશાથી તેમણે અનેક વ્રત કર્યાં, અને પરમેશ્વરને ઘણા કાલાવાલા કર્યા.

એક દિવસ રાણીને એક સાધુપુરુષ મળ્યા. તેમણે કહ્યું કેઃ "તને એક બહુ રૂપાળો પુત્ર થશે. તે જે માંગે તે તરત મળે એવી દિવ્ય શક્તિ તેનામાં આવશે."

આ સાંભળી રાણીનો આનંદ માય નહિ. તે તો હરખાઈ હરખાઈ જાય.

પછી રાણીને પૂરે દિવસે, સાધુએ કહ્યું હતું તે પ્રમાણે, પુત્ર સાંપડયો. વાત આખા શહેરમાં ફેલાઈ અને જ્યાં ત્યાં ઉત્સવ થઈ રહ્યા. રાજાએ પોતાના દરબારમાં આનંદઓચ્છવ કર્યો, અને ગરીબોને પુષ્કળ દાન આપ્યું.

પરમેશ્વરની કૃપાથી પુત્રપ્રાપ્તિ થઈ. પછી તેનું નામ નિરંજન પાડયું. છોકરાને ઘૂંટણીઆં તાણતાં આવડયાં, એટલે રાણી તેને લઇને બાગમાં બેસતી. તે ત્યાં જ રમ્યા કરતો.

એક દિવસ રાણી પોતાના નિત્યક્રમ પ્રમાણે કુંવરને નવરાવી બાગમાં ફૂલના માંડવા નીચે ઠંડી હવામાં બેઠી હતી. ત્યાં છોકરાને રમતાં રમતાં ઊંઘ આવી ગઈ. રાણી પણ થોડી વારમાં ઊંઘી ગઈ.

રાજાને ત્યાં દુષ્ટબુદ્ધિ નામનો એક રસોઇઓ હતો. રાજપુત્રમાં દિવ્ય શક્તિઓ રહેલી છે, એવી તેને ખબર પડી હતી. તેથી તે દિવસે બાગમાં લાગ જોઇને રાજપુત્રને રાણીની સોડમાંથી ઊંચકી પોતાના ખભા ઉપર નાંખી, ત્યાં એક મરેલું જનાવર મૂકી, પોતે દૂર દેશમાં ભાગી ગયો અને ત્યાં પોતાનો સ્વાર્થ સાધવાની પેરવી કરી.

દુષ્ટબુદ્ધિએ રાજપુત્ર કને કહેવરાવ્યું કે: "રાજાને શોભે

એવો કિલ્લો જોઇએ છે." એટલે એક મજબૂત કિલ્લો બંધાઈ ગયો. રાજપુત્ર એકલો છે, તેની સાથે રમવાને કોઇ સોબતી હોય તો સારું, એમ વિચારીને દુષ્ટબુદ્ધિએ તેને પૂછયું કે: "તારે એક સુંદર બચુકડી બહેનપણી જોઇએ છે?"

રાજપુત્રે હા કહી, એટલે એક સુંદર છોકરી આવી. એકબીજાના સહવાસથી બન્ને જણ હળીમળી આનંદથી રહેવા લાગ્યાં.

બીજી બાજુ રાણી જાગી ને રાજપુત્રને જોયો નહિ, તેથી તે રડવા લાગી. બધાનાં મનમાં થયું કે કોઇ હિંસક પક્ષીએ કુંવરને મારી નાખ્યો હશે. રાજાને ઘણું દુઃખ થયું અને રાણીની બેદરકારી ઉપર તેને ઘણી રીસ ચઢી.

જ્યાં કોઇથી જવાય નહિ એવી એક ઊંચી ટેકરીની ટોચ ઉપર એકદાંડિયો મહેલ રાજાએ રાણીને બાંધી આપ્યો, અને ત્યાં અન્નપાણી વગર તેને રાખવા પ્રધાનને હુકમ કર્યો. પ્રધાને નિરૂપાયે રાજાની આજ્ઞા પાળી રાણીને પેલા મહેલમાં મોકલી. રાણી પોતાના નશીબને દોષ દેતી ત્યાં રહી.

બપોર થતાં, રાણીને જમવાની વખત થઈ ત્યારે મહેલ નજીકની ગુફાની બખોલ ઉપરનો પથ્થર ખસેડી બે પક્ષીઓ એની પાસે આવ્યાં. તેઓ જમવાનું લાવ્યાં હતાં. તે થાળીમાં પીરસીને તેમણે કહ્યું કે: "અહીં બાગમાં સાધુપુરૂષ રહે

છે, તેની આજ્ઞાથી અમે આવ્યાં છીએ; અને તું જરા ય અંદેશો રાખ્યા વગર આનો સ્વીકાર કર." એ પક્ષીઓએ તેને રાજપુત્રની સઘળી હકીકત કહી; અને થોડા દિવસમાં આવી એ તારો છૂટકારો કરશે, એમ તેને દિલાસો આપી તેઓ ગયાં. રસોઈઆને નિર્દય અને કપટી સ્વભાવનો જાણી રાણીને તેના ઉપર ક્રોધ ચઢયો. પણ હમણાં તો અહીં એકાન્ત અંધારી કોટડીમાં બેસી રહે જ છૂટકો હતો!

આણી પાસ નિરંજન અને તેની બહેનપણી મોહિની, દુષ્ટબુદ્ધિને બાપ જેવો ગણી, સુખેથી રહેવાં લાગ્યાં. નિરંજનને પોતાનાં સંબંધીઓની કશી ખબર નહોતી. નિરંજન મોટો થવા લાગ્યો, એટલે તે પોતાનાં માબાપની શોધ કરશે ત્યારે મારી બૂરી દશા થશે એમ જાણી દુષ્ટબુદ્ધિને તેનો નાશ કરવાની ઈચ્છા થઈ.

તેણે મોહિનીની મદદ માંગી, અને કહ્યું કે: "બપોરે નિરંજન સૂઈ જાય ત્યારે એની જીભ કાપી નાંખજે."

બિચારી મોહિની આ સાંભળી અત્યંત દુ:ખી થઈ, અને આ વાત નિરંજનને કહેવી, એમ વિચાર કરીને તેણે તેને કહી. નિરંજને થોડી વાર વિચાર કરીને કહ્યું કે: "તું એક બતકને મારી તેની જીભ લાવજે અને સાંજે જ્યારે આપે ત્યારે તેને દેખાડજે."

આ સાંભળી મોહિનીને નિરાંત વળી અને બતકને મારી તેની જીભ નિરંજનના ખંડમાં મૂકી રાખી દુષ્ટબુદ્ધિની રાહ જોતી તે બેઠી.

સંધ્યાકાળે દુષ્ટબુદ્ધિએ આવીને પૂછ્યું: “મારા કહ્યા પ્રમાણે કર્યું કે નહિ?” મોહિની તરત જ તેને પેલા ખંડમાં લઈ ગઈ, અને જીભનો કટકો બતાવ્યો. આ જોઈને એ તો રાજી રાજી થઈ ગયો. તે ઘડીએ જ નિરંજને બહાર નીકળી તેને શાપ આપ્યો કે: “નીચ! મોંમાંથી તણખા નીકળતા હોય તેવો કાળો કૂતરો થઈ જા.”

રાજપુત્રના મોંમાંથી શબ્દ નીકળતાં જ એ કાળો કૂતરો થઈ ગયો. નિરંજને તેને એક ઠેકાણે બાંધી રાખ્યો.

બીજે દિવસે નિરંજને મોહિનીને કહ્યું કે: “કાલે રાત્રે એક સાધુ પુરૂષે સ્વપ્નામાં આવી મને મારી સઘળી હકીકત કહી; અને તેથી મારાં માબાપને જોવાની મને ઈચ્છા થઈ છે. હું આજે જ જઈને તેઓને મળીશ, અને પછી તને તેડવા આવીશ.” મોહિનીનો વિચાર સાથે જવાનો હતો, પણ નિરંજનનું કહેવું કબૂલ રાખવું પડયું. એટલામાં નિરંજનને થયું કે વખતે રસ્તામાં કંઈ વિઘ્ન આવી પડે તો? એમ ધારી મોહિનીને ‘બટમોગરાનું ફૂલ’ બનાવી દઇ પોતાના અંગરખાના ખિસ્સામાં મૂકયું.

કેટલેક દિવસે, કાળા કૂતરા સાથે, નિરંજન નગર આગળ આવી પહોંચ્યો. ત્યાં આવી તેણે એક ટેકરી પર જ્યાં કોઈથી જવાય નહિ એવું ઘર દીઠું. ઉપર જઈને જોવાની એને સહજ ઈચ્છા થઈ. દિવ્ય શકિતથી તે તરત ત્યાં જઈ પહોંચ્યો; અને ઘરમાં જઈને ડોકિયું કર્યું તો મરવા પડેલી હોય એવી એક સ્ત્રી જોઈ.

પછી એણે બહાર આવી આસપાસનાં લોકોને પૂછયું ત્યારે ખબર પડી કે તે સ્ત્રી કોઇ નહિ, પણ પોતાની વહાલી માતા છે. દુષ્ટ રસોઈઆને લીધે તે આ સ્થિતિએ પહોંચી છે. આ હકીકત સાંભળી તેને દુઃખ થયું. એ પાછો ઘરમાં ગયો અને બોલ્યો: "ઓ બા! તારું શરીર આવું કેમ થઈ ગયું?"

રાણીને માણસનો અવાજ સાંભળી ઘણી નવાઇ લાગી; કારણ તેણે ઘણા વખતથી માણસનો શબ્દ જ સાંભળ્યો નહોતો. તેથી તેને સંશય થયો કે વખતે પક્ષીઓ આવ્યાં હશે; એમ ધારી તેણે કહ્યું કે: "હું હમણાં જ જમી છું, એટલે મારે કશું જોઇતું નથી."

આ સાંભળી નિરંજન અંદર ગયો અને બોલ્યો: "મા! મા! હું જ તારો પુત્ર નિરંજન. તારો છૂટકારો કરવાને હું આવ્યો છું. હવે શોક છોડી દઈ વહાલથી બોલ." રાણી તો આ સાંભળી હરખઘેલી થઇ ગઇ. પછી તેણે પ્રેમથી આશીર્વાદ

આપ્યો, અને બંને જણુ કાળા કૂતરા સાથે નગરમાં ગયાં.

રાજા આપણુને એકદમ ઓળખશે નહિ માટે થોડા દિવસ ત્યાં શિકારી થઈ રહેવું, એમ નિરંજને ધાર્યું. રાજાની પાસે જઇને તેણે આ ઇચ્છા પ્રગટ કરી. રાજાના મનમાં કે આપણા જંગલમાં રાતાં હરણુ નથી, માટે તેને હરણુનો શિકાર કરી લાવવાને નોકરી પર રાખ્યો.

નિરંજન કૂતરા સાથે નગર બહાર ગયો. તેની દિવ્ય શક્તિથી બધે રાતાં હરણુ દેખાયાં. પછી તેનો શિકાર કરીને રાજાને ઘણું હરણુ આપ્યાં. તે જોઈ રાજાને ઘણો અચંબો લાગ્યો; તે ખુશી ખુશી થઈ ગયો.

બીજે દિવસે રાજાએ એક મોટી મિજબાની કરી. મોટા મોટા ગૃહસ્થોને બોલાવ્યા. નવા શિકારીને બોલાવ્યો. તેનું પરાક્રમ જોઈ તેના પર ખુશ થઇ ગએલા રાજાએ તેને પોતાની પાસે બેસવાનું કહ્યું, ત્યારે તે બોલ્યો કે: "રાજાજી! હું એક સાધારણુ માણુસ છું. મને આટલું બધું માન હોય નહિ."

પરંતુ રાજાના આગ્રહથી તેને બેસવું પડયું.

પણુ પોતાની માને અહીં કોઈ સંભારતું નથી તે જોઈ તેને મનમાં ઘણું ખોટું લાગ્યું. પોતાની માને કોઇ બોલાવે તો સારૂં—એવી ઇચ્છા થતાં જ તેનામાં જે દિવ્ય શક્તિ રહેલી હતી તેને લીધે મુખ્ય પ્રધાન બોલ્યો કે: "રાજાધિ-

રાજ! રાણીસાહેબ જીવે છે કે નહિ તે જાણવાની મને ઈચ્છા થઈ છે." રાજાને આ સાંભળી ક્રોધ ચઢયો, અને બોલ્યો કે: "એ દુષ્ટાએ મારા એકના એક પુત્રને જંગલી જનાવર પાસે મરાવી નાંખ્યો. તેનું નામ લેવું યે મને ગમતું નથી. છો જીવે કે મરે."

આ સાંભળતાંજ નિરંજન બોલી ઊઠયો: "રાજાધિરાજ! હું વચ્ચે બોલું છું, તેથી માફી માગું છું. હું તમને આજે એક વાત કહેવાને ઈચ્છું છું. તે તમે બધા એકચિત્તે સાંભળો!"

બધાના કાન તેના તરફ વળ્યા. નિરંજન બોલ્યો: "રાજાસાહેબ, તમે રાણીના તરફ ઘણો અન્યાય કર્યો છે. તમારા છોકરાને જનાવરે મારી નથી નાંખ્યો, પણ રાણી જે વખતે ઊંઘતી હતી તે વેળા તમારો રસોઈઓ તેને ઉપાડી ગયો હતો. તમારી સામે જે અત્યારે બોલે છે તે જ તમારો નિરંજન. મારામાં દિવ્ય શક્તિઓ રહેલી છે. મારી માતા રાણીનો કશો દોષ નથી. જેણે આવું કાળું કામ કર્યું તે કાળા કૂતરાના રૂપમાં આપની સામે ઊભો છે. તમને જોવાનું મન હોય તો તે માણસના રૂપમાં આવી જશે."

આ શબ્દો રાજકુમાર નિરંજનના મોંમાંથી બહાર પડયા ન પડયા, એટલામાં તો સાંકળીએ બંધાએલો કાળો કૂતરો



બટમોગરાના ફૂલમાંથી નીકળી
મોહિની ત્યાં ઊભી રહી.

માણુસ થઇ ગયો. તેને જોતાં જ રાજાને ઘણો ક્રોધ ચઢયો. તેને ફાંસીએ ચઢાવવાનો તેણે હુકમ કર્યો. રાજાને પોતાનો પુત્ર જીવતો છે એમ જાણી ઘણો આનંદ થયો; અને રાણીને બોલાવવા માટે પ્રધાનને હુકમ કર્યો. નિરંજન બોલ્યોઃ "મને સંકટને સમયે મદદ કરી મારો પ્રાણ બચાવ્યો એવી એક 'મોહિની'ને જોવાની તમારી મરજી છે?"

રાજાએ હા કહી. એટલે નિરંજને પેલું અંગરખામાં રાખેલું બટમોગરાનું ફૂલ કાઢયું; અને 'મોહિની' એમ બૂમ પાડતાં જ, તે ફૂલમાંથી નીકળીને ઉભી રહી.

આ જોઈને રાજાને ઘણો આનંદ થયો; અને તેને પાસે લઈ હર્ષનાં આસુથી નવરાવી. રાણીને ઘણું કષ્ટ પડયું તેથી રાજા પશ્ચાતાપ કરવા લાગ્યો. મધુર વચનથી રાણીને તેણે ધીરજ આપી. પછી બધાં સુખેથી રહેવા લાગ્યાં; અને આનંદ આનંદ થઈ રહ્યો.

રાજગોરે આવી નિરંજનને રાજતિલક કર્યું. મોહિની નિરંજનને પરણી. આખું ગામ લગનમાં મહાલ્યું અને સારું સારું ખાઈ પી સુખી રહેવા માંડયું.





પ્રફુલ્લ નામનો એક દેશ છે, ત્યાં બાળકોને કોઈ દિવસ શિક્ષા કરવામાં આવતી નથી. છોકરાં ગમે તેટલાં તોફાની, ગમે તેટલાં હઠીલાં, અને ગમે તેટલાં કહ્યું ન માનનારાં હોય તો પણ તેમને શિક્ષા કરવામાં નથી આવતી. તે દેશના કાયદામાં જ એવી બંધી હતી. પણ એને બદલે બીજું એક હતું. જ્યારે આ હઠીલાં છોકરાં રાત્રે ઊંઘી જતાં, ત્યારે બે કાકાકૌઆ આવતા, આ છોકરાઓને લઈ જતાં, અને સવારે ઊઠે તે પહેલાં પાછા લાવી મૂકતા. સજા કરવાના કરતાં તો સારું, નહિ વારુ? બીજે દિવસે સાધા-

રણ રીતે તોફાની કંકાસી છોકરાં તદ્દન સુધરી ગયેલાં દીસતાં.

આ દેશમાં કનુ અને કાન્તા નામનાં છોકરાં પોતાનાં માબાપ સાથે રહેતાં હતાં. આ બંને છોકરાં આમ તો સારાં હતાં, અને કાકાકૌઆ સાથે જવાની તેમને જરૂર પડી ન હતી. કનુની ઉમ્મર આશરે છ વરસની અને કાન્તાની ચાર વરસની હતી. કાન્તાના વાળ ભૂખરાં અને ભરાવદાર હોવાથી ઠેઠ ખભા સુધી ઝૂલતાં રહેતાં. પણ જ્યારે જ્યારે માથું ચોળવામાં આવતું અથવા વાળ ઓળવાનું કહેવામાં આવતું ત્યારે કાન્તાના કજિયાનો પાર ન રહેતો. એક દિવસ તો માથું ચોળાવતાં એટલું ધમસાણ ચાલ્યું કે તેણે હાથપગ પછાડી નાંખ્યા; અને બૂમેબૂમ પાડી એવો તો રોવા લાગી, કે એની મા તો ત્રાસી જ ગઇ અને કાન્તાને ખસેડી નાંખી બોલી કે: “આમ તો મારાથી તારું માથું નહિ ચોળાય. મારો વખત નકામો જાય છે. બીજા દેશમાં હત, તો માર્યા વિના ન રહેત. પણ શું કરું, અહીં આવીને રહ્યાં છીએ.” કાન્તા તો માથું ચોળવાની પીડા ગઇ એટલે રાજી રાજી થઈ ગઈ અને બહાર બાગમાં જઈ રેતીનાં ઘર બનાવવા લાગી. તેજ સવારે કનુ પણ હઠીલો થયો હતો, ને ન નાહવાની જીદ લઈ બેઠો હતો. એની હઠ જોઈનેજ કાન્તા તે દિવસે હઠીલી થઈ હતી. કનુ પોતે નાહ્યો નહિ, પણ જ્યારે મા તેને

નાહવાને સમજાવવા લાગી ત્યારે કુંડીનું પાણી મા ઉપર રેડી દીધું. માએ કંટાળી નવડાવ્યા વિના જ લૂગડાં પહેરાવ્યાં. એટલે કનુ પણ ખુશી થઇ કાન્તા જોડે રમવા ગયો.

બન્ને છોકરાં આમ હઠીલાં થયાં હતાં, તેથી તેમની માતાની દિલગીરીનો પાર ન રહ્યો. ઘરનું કામકાજ કરતી હતી પણ મૂગે મોઢે જ.

છોકરાંઓ માની દિલગીરી સમજતાં ન હતાં, પરંતુ રમવાનું મળવાથી વધારે ખુશ થયાં હતાં અને સજા ન કરવાનો કાયદો ઘડવા માટે કાયદો ઘડનારનું ભલું ઇચ્છતાં હતાં.

કનુ અને કાન્તા એમ ધારતાં હતાં કે મા સાંજે ખુશ થશે અને માથાં ચોળશે, નવરાવશે. પણ આજે એમાંનું કશું જ થયું નહિ. માએ બંને છોકરાંને એમ ને એમ સૂવાડયાં, એટલું જ નહિ પણ રોજની માફક પડખામાં લઈ વાંસે હાથ પણ ફેરવ્યો નહિ. રાતે કાકાકૌઆઓ આવ્યા અને બંને છોકરાંને લઈ ગયા. ઊડતાં ઊડતાં બહુ જ ઊંચે જઈ ઘણે દૂર પરીઓના મુલકમાં તેઓ ઊતર્યાં.

"સીધા જાઓ" એટલું કહી પક્ષીઓ ઊડી ગયાં.

છોકરાંઓએ કરોળીઆના જાળાનો બનાવેલો નાનો દરવાજો ઊઘાડયો, અને અંદર દાખલ થયાં. રસ્તાંની બંને

બાજુએ ઊંચા, પણ ખુશબોદાર ફૂલથી લચી પહેલાં બોરસળીનાં ઝાડ સિપાઇઓની હાર ઊભી હોય તેમ આવી રહ્યાં હતાં. કનુ અને કાન્તા જેવા દાખલ થયાં કે તરત ઝાંપો બંધ થઇ ગયો અને ઘંટ વાગવા લાગ્યો. એક નહિ પણ અનેક ઘંટનો અવાજ સાંભળી કનુ બોલી ઊઠયો: "આ શું ? ઘંટ શા માટે વાગે ?"

બોરસળીના ઝાડે ગંભીરપણે જવાબ આપ્યો: "તમે આવ્યા છો તેની પરીને ખબર પડે, એટલા માટે આ ઘંટ વાગે છે. સીધાં ચાલ્યા જાઓ."

"કેવાં બેદરકાર ઝાડ છે ?" કનુ બબડયો.

ભાઈબહેન આગળ ચાલ્યાં એટલે એક મજાનો બાગ નજરે પડયો. તેમણે આટલાં બધાં સુંદર ફૂલ કદિ જોયા ન હતાં. પરી કયાં હશે એનો વિચાર કરતાં તેઓ આખો બાગ ફરી વળ્યાં. એટલામાં સામેથી છ સુંદર બટુકો તથા છ સુંદર બાળાઓ આવતાં દેખાયાં. આ પરીઓનાં છોકરાંએ ફૂલનાં એવા તો સુંદર લૂગડાં પહેર્યાં હતાં કે તેઓ પોતે પણ ફૂલ જ હોય એમ લાગતું.

"આ બાજુ આવો." તેઓ બોલ્યાં, પણ કનુ કે કાન્તાને અડકયાં નહિ.

કાન્તા બોલી ઊઠી: "તમે અમારી સાથે નહિ રમો ?

તમારી સાથે રમવાનું મને બહુ મન છે.”

પરીઓનાં છોકરાંએ માથું ધૂણાવી કહ્યું: “ના, અમે તમારી સાથે નહિ રમીએ.”

પરીઓનાં છોકરાં કનુ–કાન્તાને એક નાના લીલા બાજઠ ઉપર બેઠેલી પરી પાસે લઈ ગયાં. આ પરી ગુલાબના જેવી સુંદર હોવાથી ગુલાબ છે કે પરી તે કનુ અને કાન્તા થોડી વાર તો સમજ્યાં નહિ.

મીઠે અવાજે પરીએ પૂછ્યું: “આ છોકરાં કોણ છે?”

પરીઓનાં છોકરાં બોલ્યાં: “એમનાં નામ કનુ અને કાન્તા છે.”

“એમને મારી સામે ઊભા રહેવાનું કહો.”

પછી કનુ અને કાન્તા પરીની સામે ઊભાં રહ્યાં અને પરી તથા પરીનાં છોકરાંઓ તેમની સામે જોઈ રહ્યાં. પરીની એક બાજુએ છોકરાઓ ઊભા હતા ને બીજી બાજુએ છોકરીઓ ઊભી હતી. પરીએ કનુ અને કાન્તાને કહ્યું: “મને એમ ખબર મળી છે કે તમે હઠીલાં થયાં હતાં; અને તમે ગંદાં લાગો છો.”

“તેમાં શું થઈ ગયું?” કનુ આટલું જ બબડ્યો; પણ તરત જ તેને લાગ્યું કે ન બોલ્યો હત તો સારું; કારણ કે પરી પણ તેની માતાની પેઠે આ શબ્દથી દિલગીર થઈ



પરીઓનાં છોકરાં કનુ અને કાન્તાને એક નાના
લીલા બાજઠ પર બેઠેલી પરી પાસે લઇ ગયાં.

ગઈ અને તેનો ગુલાબ જેવો ચહેરો ફિક્કો પડી ગયો.

પરી ધીરે રહીને બોલીઃ "શું થઈ ગયું તે તું જાણે છે ?"

આટલું કહી છોકરાઓ અને છોકરીઓના સામું જોઈ તે બોલીઃ "છોકરાંઓ, આજે આ બે છોકરાંને વાંસે હાથ ફેરવ્યા વિના ને પડખામાં લીધા વિના એમની માએ કેમ સૂવાડી દીધાં ?"

છોકરાં બોલી ઊઠયાંઃ "તેઓ બહુ ગંદાં હતાં તેથી."

"અને તમે કાન્તાએ રમવાનું કહ્યું ત્યારે તેમની સાથે કેમ ન રમ્યાં?"

"કારણ તેણે આજે માથું ચોળાવ્યું કે ઓળાવ્યું નથી. અને જે છોકરાં ચોક્ખાં ન હોય તેનાથી રમત સારી રીતે રમાય નહિ."

કાન્તા બોલીઃ "વારૂ વારૂ હવે! કેમ ન રમાય ? રમાય."

પરી બોલીઃ "કાન્તા, રમી જો. આ રહ્યો દડો."

કાન્તાએ દડો લીધો ને આમતેમ ઉછાળવા લાગી. પણ થોડી વારમાં તો તે થાકીને લોથ થઈ ગઇ ને રમત પડતી મૂકી.

પરીએ છોકરાંઓને કહ્યુંઃ "કાન્તા કેમ થાકી ગઈ તે કહો."

છોકરાંએ કાન્તાને કહ્યું: "તું જાણે છે કે જ્યારે તાપ બહુ પડે છે ત્યારે આખા શરીરમાંથી પરસેવાનાં ટીપાં બહાર આવે છે."

કાન્તા પોતાના હાથ જોઈ બોલી: "મને તો કાંઈ પરસેવો થયો નથી."

"તેનું કારણ એટલુંજ કે તું બહુ ગંદી રહે છે. શરીરમાં જે કાણાંમાંથી પરસેવો બહાર નીકળે છે, તે બંધ થઈ ગયાં છે. જ્યારે તું રમે છે—દોડે છે, ત્યારે પરસેવાના પાણીને બહાર નીકળવું હોય છે, પણ રસ્તો જડતો નથી. આથી એ પાણી શરીરમાં જ રહે છે ને તેથી તને થાક લાગે છે."

કનુ બોલ્યો: "બા એક વખત કહેતી હતી ખરી."

પરીએ કહ્યું: "તે તને સાંભરે છે, છતાં તું આટલો બધો ગંદો છે, એ કેટલી દિલગીરીની વાત!"

કનુને પરીનું કહેવું ખરૂં લાગ્યું અને પોતે ગંદો છે એવી સમજ તેને પહેલવહેલી જ પડી. હાથ કાળા થઈ ગયા હતા અને લગડાં ઉપર ધૂળ ધૂળ થઈ હતી. તેની મા હમેશાં તેના લૂગડાં સાફ કરતી; પણ આજ કર્યાં નહોતાં.

પરીએ કનુને પૂછ્યું: "આ બાગ તને ગમે છે?"

"હા જી."

"તાજી અને આનંદ આપે એવી સુગંધ આવે છે? અને ફૂલોના રંગ ગમે એવા છે?"

"હા જી."

"આ ફૂલો તાજાં અને શોભીતાં શાથી છે તે તું જાણે છે?"

કનુ વિચારમાં પડ્યો.

"હમેશાં સવારમાં તેઓ ઝાકળથી નહાય છે. વરસાદ આવે છે, ત્યારે તમારી પેઠે કજિયોકંકાસ કરી નાસી જતાં નથી, પણ ઊભાં રહી વરસાદનાં પાણીથી ચોક્ખાં થાય છે."

"ખરું કહો છો?"

"હા. કનુ! પેલા સુંદર કમળને તોડી લાવ તો."

કનુ તો એ નાજુક, સુંદર પાંખડીવાળા કમળને જોઈ રહ્યો, ને પોતાના હાથ સાથે સરખાવવા લાગ્યો.

"ના, ના, હું નહિ અડકું. રખેને મારા હાથથી એને ડાઘ પડે."

"ત્યારે આ છોકરાં સાથે સાતતાળી રમો. લે, હાથ ઝાલ, ને તાળીઓ આપ!"

બટમોગરાની નાની ખીલતી કળી જેવી એક ખૂબસૂરત છોકરી પાસે આવી. પણ તેને જોઇને જ કનુ પરીને પગે પડી કહેવા લાગ્યો કે: "આવી સુંદર છોકરીને મારા હાથ

અડે એ ઠીક લાગતું નથી. ધૂળના થરવાળા મારા બૂટ એની મુખમલની શોભીતી સપાટો ઉપર પડે તો સપાટ બગડયા વિના રહે જ નહિ; અને મારો મેલો કબજો એના ફ્રાકને અડકે તો ફ્રાક ગંદું થઇ જાય."

પણ એ બધાં કરતાં યે આવી સુંદર—સ્વચ્છ ફૂલ જેવી છોકરી પોતાના જેવા ગંદા છોકરા તરફ જુવે છે તે જોઈ તેને બહુ શરમ લાગી. હું ચોફ્ખો હોત તો કેવું સારૂં, એમ તેને થયું. દરેક જણ તેની સામું જોતું હતું. દરેકની આંખ જાણે ચાટલું હોય તેમ લાગ્યું અને ચાટલામાં પોતાનો ગંદો વેશ, મેલાં કપડાં અને મેલું શરીર જોઈ તે શરમિંદો પડી ગયો. વાળ ગૂંચવાઇ ગયાં હતાં, આંખમાં પિયા હતા, અને મોં ઉપર ખરેટા ખરેટા હતા. કનુ તો મોં નીચેથી ઊંચું કરી ન શકયો.

પરીએ કનુને પાસે બોલાવ્યો. તે પરી પાસે ગયો.

પરીએ વહાલથી કહ્યું: "હવે તો તને ગંદા રહેવું નહિ જ ગમતું હોય. પણ જતાં પહેલાં સાંભળ. જ્યારે છોકરાંને ચોકખું રહેવું નથી ગમતું, ત્યારે તે કદિ પણ પોતે સાફ રહેતાં નથી. તેઓ ઘડીએ ઘડીએ થાકી જાય છે. તેમને બહુ જ બેદરકાર રહેવાની ટેવ પડે છે. પોતાની માને પણ રાજી રાખતાં નથી. તારી મા દિલગીર રહે, તે તને

ગમે છે ?"

"ના."

"ખરું ને ? ત્યારે નાહતી વેળાએ કદિ હઠ કરતો નહિ. અને દરરોજ શરીર ચોળી નાહજે. નાહવાથી આ ફૂલો જેવો તાજો અને સુંદર દેખાઇશ, સુખી થઈશ ને સારો રહીશ અને તેથી કાંઇક જુદું જ થશે."

"શું થશે ?"

"જરા વિચાર કર."

કનુ હસીને બોલ્યો: "હાં. હાં. હું સમજ્યો. બા અમને વાંસે હાથ ફેરવ્યા વિના નહિ સૂવાડે. હાથ ફેરવે છે તે બહુ સારું લાગે છે."

"બરાબર. માનો હાથ ફર્યા વિના આપણને નિરાંતે ઊંઘ આવતી નથી."

કનુ અને પરી વચ્ચેની વાતચીત સાંભળી કાન્તાએ નિસાસો મૂકયો અને નીચું જોઇ રહી.

"શું છે, કાન્તા ?" પરીએ પૂછયું.

"મારૂં માથું દુ:ખે છે."

"છોકરાંઓ, કાન્તાનું માથું શા માટે દુ:ખે છે તે કહો."

"કારણ કે તેણે વાળ ઓળાવ્યા નથી, ને ધુપેલ નંખાવ્યું નથી."

કાન્તા બહુ શરમાઈ ગઈ અને કોઈ ન દેખે તો સારું એમ તેના મનમાં થઈ ગયું.

"કાન્તા સાથે કોણ રમશે ?"

છોકરાંમાંથી કોઈએ હા પાડી નહિ. કાન્તાનું માથું દુઃખતું હતું તેથી તે રમતમાં ઘડીઘડી ચિઢાતી હતી; અને ચિઢિયાં છોકરાં સાથે કોણ રમે ? બાની પેઠે પરી બહુ જ દિલગીર થઈ હતી એમ કાન્તા સમજી ગઈ.

"મારી પાસે આવ." એમ કહી એક છોકરી પાસે પરીએ કાંસકી, ધુપેલ ને ચાટલું મંગાવ્યું. કાંસકી સોનાની હતી. ધુપેલનો પ્યાલો રૂપાનો હતો અને ચાટલાનું ઘર પાણીદાર મોતીનું હતું. ઉપર રજ પણ ધૂળ નહોતી. પરીએ ચાટલું કાન્તાના હાથમાં આપ્યું. ચાટલામાં મોં જોતાં જ કાન્તા રોઈ પડી. વાળ ઉપર હાથ ફેરવતાં તે ચીકણા લાગ્યા. જૂઓ લદબદતી હતી. અને લટો શરીરના માળા જેવી થઈ ગઇ હતી.

પરીએ કહ્યું: "છાની રહે. હું માથું ચોળીશ."

"ના, ના, કાંસકી બગડશે. દાંતા ભાંગી જશે. વળી તમારા હાથ બગડશે એ જુદું."

પરીએ કાંસકી વગેરે મોકલાવી દીધું અને કાકાકૌ-આઓને બોલાવાનો હુકમ કર્યો.

કનુ અને કાન્તા ગંદાં હતાં, તોપણ પરીને ભેટયાં. આ વેળા પરીને સહેજ પણ ડાઘ પડયો નહિ. પરી તેમને લઈ દરવાજા પાસે આવી. બોરસળીનાં ઝાડે પણ નમીને બંનેને બોલાવ્યાં.

ઝાંપા બહાર પક્ષીઓ વાટ જોતાં હતાં અને કનુ ને કાન્તા આવ્યાં કે તરત જ તેમને ઘેર લઈ ગયાં ને પહેલાંની માફક પથારીમાં સૂવાડી દીધાં.

સવારે એમની માએ ઊઠાડયાં, ત્યારે એકદમ તેઓ ઊભાં થયાં, મોં ધોઇ નાંખ્યું અને એવાં તો ચોખ્ખાં થઇ ગયાં, કે નાસ્તો કરતી વખતે તેમને જોઇને તેમના બાપુ બહુ જ રાજી થયા. મા અને બાપુજીને રાજી થતાં જોઈને છોકરાં રાજી થયાં. આજે તો બા સવારમાં પ્રભાતિયાં ગાતી હતી અને કામ કરતી હતી. તે આનંદી દેખાતી હતી; કારણ છોકરાં પોતાની મેળે સ્વચ્છ થયાં હતાં અને સમજ્યાં હતાં કે ચોખ્ખાં થઈશું તો જ સુખી થઈશું.

"કાન્તા! આવ, તારૂં માથું ચોળું. જો, પછી તું કેવી સારી દેખાઈશ?"

કનુએ આજે નાહતાં જરી પણ આડાઇ કરી નહિ. કાન્તા માથું ચોળાવવા ગઈ અને જરા પણ રોયા વિના માથું ચોળાવ્યું ને ઓળાવ્યું.




એક ગામમાં કેટલાક ઠગારા વસતા હતા. તેઓ બીજાઓને ઠગવામાં જ મોટાઈ સમજતા. એક વખત તેમની ટોળી એક જગ્યા પર ભેગી થઈ અને હવે કોને ઠગવો તેનો વિચાર બધા કરવા લાગ્યા. ત્યાં એક જણ બોલી ઊઠયોઃ "મારવો તો હાથી અને લૂંટવો તો ભંડાર! હવે નાની નાની ઠગાઇઓથી તો ધરાઈ ગયા. તમારી બધાંની નજરમાં આવતું હોય તો એક ભારે તડાકો બતાવું."

બધા બોલી ઊઠયાઃ "બતાવો ભાઈ, બતાવો. તમે તો દરેક વખતે એવી કાંઇ સારી વાત લાવવાના જ."

આ સાંભળી પેલો ઠગ ખુશ થઈને બોલ્યોઃ "જુઓ, આપણે કોઈ વખત અંબાજી જતા સંઘની ખબર લીધી નથી, તેથી સંઘવી રાજાને ખોટું લાગશે. માટે ચાલો, આપણે આ વખતે એમની ખબર લઈ આવીએ."

બધા હસ્યા ને બોલ્યાઃ "પણ એટલાં બધાં માણસોની સામે આપણે કેવી રીતે થઈ શકીશું? ઘણાં માણસો સામે હિંમત ભીડવામાં તો કાંઈ યુક્તિ જોઈએ, તે કોઇને આવડે છે?"

એકે કહ્યુંઃ "મને કોઈ પણ વસ્તુની અંદર મીણો (ઘેન) મૂકવાનો મંત્ર આવડે છે."

બીજો માણસ બોલ્યો.: "મને એક રાતમાં બધાં શાક તૈયાર કરતાં આવડે છે."

ત્રીજો બોલ્યોઃ "હું એક કલાકમાં દાડમના છોડ તૈયાર કરી જાણું છું."

ચોથાએ કહ્યુંઃ "હું ચારે બાજુ પર ચાર કાંકરા મૂકી પાણી છાંટી મંત્ર ભણું છું, ત્યારે ત્યાં ઘણી સુશોભિત વાડ ઉત્પન્ન થાય છે."

તેમનો સરદાર કયારનો ગુપચુપ સાંભળતો હતો, તે બોલ્યોઃ "શાબાશ! શાબાશ! મારા શૂરવીરો! ચાલો ત્યારે, આપણે તેને માટે જગ્યા જોઇને સઘળું નક્કી કરી રાખીએ."

પછી બધા ઊઠયા, બધું નક્કી કર્યું અને છૂટા પડી ગયા.



એકાદ મહિના પછી જાત્રાળુ લોકોનો સંઘ જાત્રા જવા નીકળ્યો. તે લોકો પોતાની હંમેશની ઉતારો કરવાની જગ્યા પર આવી પહોંચ્યા અને જોયું તો ત્યાં કોઇની દાડમની વાડી બનેલી હતી! તેથી તેમને જગ્યા બદલવી પડી. વાડીથી થોડે દૂર તેમણે પડાવ નાંખ્યો.

એક તરફ સઘળાંઓને માટે રસોઈ બનવા લાગી. કેટલાકો જોઈતો સામાન લેવા જુદે જુદે રસ્તે ગયા, અને કેટલાક અહીંતહીં ફરવા લાગ્યા. ફરતાં ફરતાં બેત્રણ માણસો પેલી વાડી પાસે આવ્યા ને આવી સરસ તૈયાર થયેલી વાડીનો કોણ ધણી હશે એમ ધારી ચારે બાજુ જોવા લાગ્યા, પણ કોઈ દેખાયું નહિ. તેથી ચોરી કરવા મન લલચાયું. લાકડી વડે છીંડું પાડી સર્વે અંદર પેઠા; અને તૈયાર થયેલાં મઝેદાર દાડમ તોડી એકઠાં કરવા લાગ્યા.

કેટલોક વખત આમ કર્યા પછી તેમને બીક લાગી કે રખેને વાડીનો ધણી આવે તો આટલાં પણ પડાવી લે. આમ ધારીને તેઓ નાસી ગયા. ઉતારા પર જઈ બીજાઓને વાત કરી, તો સૌનું મન લાલચને વશ થઈ

ગયું, અને બબ્બે ત્રણ ત્રણની ટોળીઓ બની ધીમે ધીમે દાડમ લઈ આવવા લાગ્યા. થોડા વખતમાં લગભગ બધી વાડી ખલાસ થઈ ગઈ. પછી બધા મળી દાડમનું શરબત બનાવવા બેઠા.

પણ સંઘમાં એક ડાહ્યો વૃદ્ધ માણસ હતો તેના મનમાં શક પેઠો. તેણે કહ્યું: "તમે શરબત પીશો નહિ, કારણ કે આપણી હંમેશની જગ્યા જાણવા છતાં તે સ્થળે દાડમ વાવ્યાં છે ને વળી આવે દિવસે રખવાળ સરખો પણ રાખ્યો નથી, તેથી એ બાબતમાં મને તો કાંઇ બૂરું ભાસે છે. વાવનારના મનમાં કાંઈ પણ લુચ્ચાઈ હશે."

આમ તે બિચારાએ કહ્યું, પણ બધાના મત એક. નગારખાનામાં તતૂડીનો અવાજ કોણ સાંભળે ? એક જણે જવાબ દીધો: "કાકા, તમારે ન પીવું હોય તો ન પીશો! તમારે બીજાની શી પંચાત ?" અને પછી મનમાં બબડ્યો: "ડોસો બહુ ડાહ્યલો છે તો !"

આવો જવાબ મળવાથી તે માણસ કંઈ બોલ્યો નહિ. જમ્યા પછી બધાએ શરબત પીધું, પણ પેલા ડોસાએ પીધું નહિ. થોડી વારે સૌને એવું ઘેન ચઢવા માંડયું કે સૌ જ્યાં ઊભા હતા ત્યાં જ સૂઈ ગયા. નાના મોટા કોઈમાં ભેદ રહ્યો નહિ. પેલા ભલા ડોસાએ વિચાર્યું કે આનું પરિણામ

કાંઈ પણ ખોટું તો આવશે જ; માટે જે થાય તે હવે મૂગે મોંએ જોવું. એવો નિશ્ચય કરી તે પણ બધાંની સાથે ઘેનનો ડોળ કરીને સૂઈ ગયો.

મધરાત થઈ એટલે કેટલીક મશાલોનાં અજવાળાં જણાયાં. પેલા ઠગો ત્યાં આવીને ઊભા. તેઓનો સરદાર આગળ આવ્યો અને સાથીઓને પૂછ્યું: "તમે મારા કહેવા પ્રમાણે મોટો ખાડો ખોદી રાખ્યો છે?"

પેલાઓએ જવાબ દીધો: "હા, જી."

પછી એક જાદુવાળો બોલ્યો: "હવે જુઓ મારો ઈલમ. આપણે જરા યે મહેનત કર્યા શિવાય બધું કામ કરાવી શકીશું." એમ કહી તેણે પોતાના ગજવામાંથી થોડા અડદના દાણા કાઢયા અને ત્યાં સૂતેલાઓ પર નાંખ્યા. આ બધું પેલો ઘરડો માણસ સૂતો સૂતો સાંભળ્યા ને જોયા કરતો હતો.

પછી પેલા જાદુગરે ઘાંટો પાડીને કહ્યું: "દાડમજી!"

તરત બધા સૂતેલાઓએ "જી" એવો શબ્દ કર્યો.

સરદારે કહ્યું: "તમે બધા ઊભા થાઓ."

તરત બધા ઊભા થયા.

"હવે તમે બધા પોતે પહેરેલા દાગીનાનો અહીં ઢગલો કરી દો."



મધરાત થઈ એટલે કેટલીક
મશાલોનાં અજવાળાં જણાયાં.

બધાએ તે પ્રમાણે કર્યું. આપણા પેલા ઘરડા માણસે પણ તેમ કર્યું.

"હવે બધા એકેક ધોતિયું રાખીને તમારાં બીજાં કપડાં અહીં નાંખી દો."

બધાંએ કપડાં કાઢી આપ્યાં. વળી સરદારે કહ્યું: "દાડમજી!"

જવાબ મળ્યો: "જી."

"હવે બધા મારી પાછળ ચાલો."

સડસડાટ કરતું ઝપાટાબંધ બધું સરઘસ સરદારની પાછળ ચાલ્યું.

થોડે દૂર ગયા પછી પેલો ખાડો આવ્યો, ત્યાં ઊભા રહી સરદારે કહ્યું: "દાડમજી!"

"જી."

"બધા ઊભા રહી જાઓ અને એક પછી એક ખાડામાં પડવા માંડો."

આમ તેણે કહ્યું કે તરત તે ઊંઘનાં ઝાડ એક પછી એક અંદર કૂદી પડવા લાગ્યાં.

હવે પેલા ડોસાના ગભરાટનો પાર રહ્યો નહિ. પણ તેણે હિંમત છોડી નહિ. જેમ જેમ આગળનાં માણસો પડે અને એનો વારો આવે તેમ તેમ તે પાછળ ખસતો જાય.

રાત્રિના ઘોર અંધારામાં અને મળેલી દોલતના આનંદમાં સરદાર આ જોઈ શકયો નહિ; છતાં પણ છેવટે ડોસાનો વારો આવ્યો. હવે ખાડો લગભગ પોણો ભરાઈ ગયો હતો. ડોસો અંદર પડયો એટલે સરદારે હાથ નીચેનાં માણસોને ખાડો પૂરવા કહી અમુક જગ્યા પર આવવાનું કહ્યું, ને પોતે ચાલતો થયો.

થોડી ધૂળ નાંખ્યા પછી એક જણે કહ્યું: "રહેવા દે ને બેવકૂફ! આમાંથી તે કોણ એનો બાપ નીકળવાનો હતો? સરદારસાહેબમાં પણ કયાં અક્કલ બળી છે? નહિ તો આવા ખાડા પુરાવે?"

બીજાએ કહ્યું: "આપણે પણ થાકી મૂવા."

પહેલો બોલ્યો: "ચાલ ચાલ યાર, ભાગ પાડવાનું મોડું થાય છે."

બીજો કહે: "હા દોસ્ત, ચાલ, મારાથી પણ આવી મહેનત થતી નથી."

એમ કહી બધા ચાલ્યા ગયા. તેઓના ગયા પછી ડોસાએ ઈશ્વરનો ઉપકાર માન્યો અને થોડી વારે બહાર નીકળ્યો. સરદાર જે શબ્દો બોલતો હતો તે મોઢેથી બોલવા લાગ્યો અને આસપાસનાં ઝાડોના વેલા એકઠા કરવા લાગ્યો. થોડી વારમાં તેણે ઘણા વેલા એકઠા કર્યા અને તેનું એક

દોરડું બનાવ્યું ને ખાડામાં મૂક્યું. પછી તે સરદારની માફક બોલ્યો: "દાડમજી !"

અંદરથી જવાબ મળ્યો: "જી."

"આ દોરડું ઝાલીને બધા ઉપર આવો."

એક પછી એક દરેક જણે ઉપર આવવા માંડ્યું. થોડા જે છેક નીચે હતા તે મરણ પામ્યા હતા; તે શિવાય બધા ઉપર આવ્યા.

સવાર થવાને થોડી જ વાર હતી. ડોસાએ વિચાર કર્યો કે હવે અહીં વધારે રોકાવું તે ઠીક નહિ. તેથી તેણે બધાને કહ્યું: "દાડમજી !"

"જી."

"બધા મારી પાછળ આવો."

બધાને લઇ તે પાસેના ગામની ધર્મશાળામાં ગયો. ત્યાં તેણે ધર્મશાળાવાળાને બધી હકીકત કહી, એક અલાહેદો ઓરડો માંગી લીધો. પછી બધાને સૂવાડયા. બધાને માટે ને પોતાને માટે કપડાં લઇ આવ્યો. પછી એ ગામના ઉપરીને જઇ મળ્યો, અને બધી હકીકત કહી; તથા પેલા ઠગારાનું રહેઠાણ પણ કહ્યું.

તરત સિપાઇઓ દોડાવવામાં આવ્યા. ઠગ લોક હજી ભાગ પાડવાને ત્યાં જ બેઠેલા હતા. તેમને એકદમ કેદ

કર્યા અને ઉપરી પાસે રજુ કર્યા. ઉપરીએ ઠગના સરદાર પાસે બધાને શુદ્ધિ (ભાન) આવે એવો મંત્ર ભણાવ્યો એટલે બધા શુદ્ધિમાં આવ્યા. તેમણે બધાએ ડોસાનો ઉપકાર માન્યો અને જેણે તિરસ્કાર કરી અપમાન કર્યું હતું તે તો ઘણો જ લજવાઇ ગયો. ઠગારાઓને દેશનિકાલની સજા થઈ.

સંઘના લોકે પ્રતિજ્ઞા લીધી કે હવેથી "પારકો માલ તફડાવી ખાવાની દાનત કરવી નહિ."

પછી સૌ સૌને ઘેર ગયાં.

આંબે આવશે મ્હોર
ને
વાર્તા કહીશું પહોર

---

આ ચોપડી તમને ગમી? ગમી હોય તો તમારા ભાઈબંધોને એ વાંચવા ભલામણ કરશો.